# જમનો દૂત

દારૂના શીશામાં મોતના પડછાયા પડે છે. એના એક એક ઘુંટડામાં રૌરવ નર્કના કીડા ખદબદે છે. જરાક સરખો એનો સ્વાદ લો એટલે એ તમને ચોરી કરતાં શીખવશે, લૂંટ કરતાં શીખવશે, વ્યભિચાર કરતાં શીખવશે, ખૂન કરતાં શીખવશે. એક વખત તમારા ઘરમાં દારૂને આવવા દો અને તમારી સ્ત્રીનાં મોં ઉપરથી આનંદ ઊડી જશે. એક વખત તમારા ઘરમાં દારૂને આવવા દો અને તમારાં બાળકો જે આજે આનંદથી નાચે કૂદે છે તે તે ઘડીથી કારમી ચિચિયારીઓ પાડતાં થઈ જશે. માણસનું એ સત્યાનાશ વાળે છે, સ્ત્રીને એ ચોધાર આંસુએ રોવડાવે છે અને તમારાં બાળકોની એ ઘોર તૈયાર કરે છે.

..ારામારીમાં ઘવાઈ મરતા હશે કે રણમેદાનમાં તલવાર ..ી કપાઇ મરતા હશે તેના કરતાં કેટલાયે વધારેના ..રૂના એક જ પ્યાલાથી જતા હશે તે ભગવાન જાણે! ..એક જ પ્યાલાએ લાખો કરોડોને ભોંયભેગાં કર્યાં છે, ..ડોનું સત્યાનાશ વાળ્યું છે. લીલાં ખેતરો ઉજ્જડ ..ાં તે દારૂના પ્રતાપે; મોટી મોટી મહેલાતો જમીન..ઇ ગઇ તે દારૂના પ્રતાપે; મોટા મોટા બાદશાહોનાં

રાજ્ય ધરતીના પડ પરથી ઊખડી ગયાં તે દારૂના પ્રતાપે. આ ગાંડાની ઇસ્પિતાલો, આ લફંગાઓના અખાડાઓ, આ વેશ્યાઓનાં નરકાગારોઃ એ બધો દારૂનો પ્રભાવ છે ! આજે પોતાના કમાતા દીકરાને જોઈને રાજીરાજી થઇ જતો બાપ કાલે દારૂ પીએ છે ને દીકરા પર કુહાડી ઉગામે છે. આજે સૂર્યચંદ્રને સાક્ષી રાખી પોતાની પત્નીને જીવતાં સુધી પાળવાની પ્રતિજ્ઞા કરતો પતિ કાલે દારૂ પીએ છે ને પત્નીને મારી નાખે છે ! આજે પોતાના નાનકડા બાળકને ચુંબન દઇ રમાડતો પિતા કાલે દારૂ પીએ છે ને તે બાળકને તેની માતાની ગોદમાંથી ઊંચકીને જમીન પર અફાળે છે ! હજી ગઈ કાલે જ આ માણસની આંખમાં કરુણાનો સાગર ઊછળતો હતો, આજે તે કેમ આવો ઘાતકી થઈ ગયો હશે ?

દારૂનાં ટીપાંટીપાંમાં માણસનાં આંસુ ભર્યાં છે. એમાં પત્નીના નિસાસા છે, બાળકની ચિચિયારી છે, અને માતાનાં છાતીફાટ કરુણ રૂદન છે. એને અડે છે એ મોતને અડે છે – દુઃખ અને મોત એ જ એને વરદાન છે.



પેલા પીઠા આગળ કોઈ ચિંથરેહાલ માણસ આવે છે. એના ગાલમાં ખાડા પડી ગયા છે, એની આંખ ઊંડી ઊતરી ગઇ છે, અને એની ખૂંધ વાંકી વળી ગઇ છે. એનો ચહેરો જરા બિહામણો લાગે છે. શ્વાસ લેતો લેતો એ ધીમે પગલે લથડતો આવે છે. એને એક ધક્કો મારો તો પડી જાય એવો



## દારૂનો શીશો

દારૂના શીશામાં મોતના પડછાયા પડે છે. એના એક એક ઘુંટડામાં રૌરવ નર્કના કીડા ખદબદે છે. જરાક સરખો એનો સ્વાદ લો એટલે એ તમને ચોરી કરતાં શીખવશે, લૂંટ કરતાં શીખવશે, વ્યભિચાર કરતાં શીખવશે, ખૂન કરતાં શીખવશે.

એ જણાય છે. એ આવે છે ને પીઠા આગળ બીજા બે જુવાનો ઇસ્કીટાઇટ થઇને ઊભા છે તે તરફ જાય છે. પેલા જુવાનો એના દેદાર તરફ જોઈને હસે છે અને દારૂની બાટલી તરફ પોતાના હાથ લંબાવે છે. પેલો વળી ગયેલો માણસ આ જુવાનોના હસવાથી તપી જાય છે અને પેલાઓને ચોંકાવી નાખે એવા કટોર અવાજે તેમને કહે છેઃ—

"ભાઇઓ! તમે મને હસો છો શું? હું વાંકો વળી ગયો છું તે? હું પણ પહેલાં તમારી પેઠે જ છાતી કાઢીને ટટાર ચાલતો હતો અને ધરતીને ધ્રુજાવતો હતો. આ મારું મોંઢું તમારા જેવું જ હસમુખું હતું. આ ગાલમાં ખાડા દેખાય છે તે પણ ત્યારે તો ભરેલા હતા. અને ચહેરો પણ તમારી પેઠે લાલધૂમ રહેતો. મારે પણ ઘર હતું, બાર હતું, સગાં હતાં, મિત્રો હતા. અપ્સરા જેવી સુંદર સ્ત્રી હતી. બે ઘડી રમાડયાં કરીએ એવાં ફૂટડાં બાળકો પણ હતાં. પણ આ પીધેલ બાપની નજર આગળ એ ફૂલ જેવાં બાળક કરમાઈ ગયાં, મરી ગયાં. આ પીધેલ બાપે શું ઓછું જોયું છે? જે ઘરમાં એક વખતે અમે બધાં પ્રેમપૂર્વક જીવન ગાળતાં હતાં તે ઘરમાં મેં દારૂના શીશાની કુસ્તી કરાવી. જે ઘરમાં અમૃતના ઘડા ભર્યા હતા તે ઘરમાં મેં હળાહળનાં ખાબોચિયાં ભરાવ્યાં. આજે મરવા વાંકે ફાંસો ખાવા જેવી મારી સ્થિતિ છે! સ્ત્રી ગુજરી ગઇ છે, બાળકો મરી ગયાં છે,



“ ભાઇઓ ! તમે મને હસો છો શું ? હું વાંકો વળી ગયો છું તે ? હું પણ પહેલા તમારા પેઠે જ છાતી કાઢીને ટટાર ચાલતો હતો અને ધરતીને ધ્રુજાવતો હતો. . . પણ એક વખત મેં દારૂનો પ્યાલો પીધો ને તેની સાથે સાથે દુઃખ અને મોતને મેં મારે ઘેર નોતર્યાં. ”

મકાન જમીનદોસ્ત થયું છે. આ દુનિયામાં મોત સિવાય હવે મારો કોઈ બેલી રહ્યો નથી. આ શાથી ? એક વખત એક મિત્રના આગ્રહથી એક પ્યાલો દારૂ પીધો ને તેની સાથે સાથે દુઃખ અને મોતને મેં મારે ઘેર નોતર્યાં"

એની જીભ બંધ થઇ ગઇ. એના હાથપગ પણ થંભી ગયા. અને તે ઊંચે ટગર ટગર જોઈ રહ્યો. પેલા બે જુવાનો અને બીજા એકઠા થઇ ગયેલા લોકો એકી ટશે તેના તરફ જોઇ જ રહ્યા હતા. તે પણ કાંઈ બોલી શક્યા નહિ. તેઓ કાંઇ પૂછે તે પહેલાં તો તે કોણ જાણે ક્યાં અલોપ થઇ ગયો !

અને એવા દેખાવ તો પીઠાનાં પીપ આગળ સેંકડો અને લાખો બને છે. જેને આંખ છે તે જોઈ શકે છે. તમને આંખ છે ?



એક દિવસ એક ધંધાદારી માણસ દારૂના પીઠા આગળ આવી ચઢ્યો. પીઠામાં પેસી તેણે પાશેર દારૂ માગ્યો. પીપની ચકલી ફેરવતાં ફેરવતાં પીઠાવાળાએ કહ્યું: "કેમ આવ્યા એકલો ! તારા કોઈ દોસ્તદારને તો લઇ આવ ?" પેલો કહે છે: "હું કાંઈ રોજ પીતો નથી. મારે પણ ઘરબાર છે. ચાર અક્ષર હું ભણ્યો છું. મારે પણ નાક છે !" આ સાંભળીને પીઠાવાળો જરા રોફબંધ પણ તિરસ્કારથી બોલ્યો: "રામ, રામ ! જોઉં છુંને છ મહિના પછી તું કેવો રહે છે?"

આ પછી એક વરસ વીતી જાય છે. હવે તો એ પાકો ગરાડી થઈ ગયો છે: એનાં કપડાં ફાટી ગયાં છે, ઘરબાર



## મોત અને દારૂ : બે ગોઠિયા

બન્ને દોસ્તો શિકાર શોધવા નીકળ્યા છે. અનેક લાલચો આપી ભોળાભલા માણસોને તે લલચાવે છે. તમે તો એના પંજામાં નથી સપડાયા ને?

વગરનો ભટકતો ભામટો થઇ પીઠા આગળ ભીખ માગે છે. એક દિવસ તેને જોઈ પેલો પીઠાવાળો કહે છેઃ "કેમ અલ્યા! તારા દોસ્તદારને લઇને આવ્યો છે કે?" પણ પછી જરા દયા આવતાં કહે છેઃ "આવ ભાઈ આવ, એક પ્યાલી જરા ચઢાવી જા." પણ ત્યાં તો પેલાની આંખમાં તેજ ચમકે છે ને જરા ખુમારી આવે છે. તેને પોતાની પહેલાંની સ્થિતિ સાંભરે છે, ઘરબાર યાદ આવે છે ને તેનાથી નીસાસો નંખાઈ જાય છે. પછી તે પહેરેલાં કપડાં જુએ છે, એનું ગીરે મુકાયેલું ખેતર જુએ છે. અને ઘર ઉપર તકાદો કરતા લેણદારોનું ધાડું જુએ છે. એની આંખ ખુલી જાય છે. એટલામાં એના હાથમાં દારૂનો પ્યાલો આવીને પડે છે! એ ચમકીને બૂમ પાડી ઊઠે છેઃ "દારૂ! દારૂ! તેં જ મારું સત્યાનાશ વાળ્યું!" એમ કહી પ્યાલો જોરથી જમીન પર અફાળે છે, પીઠામાંથી બહાર નીકળી જાય છે અને મૂઠી વાળી નાસે છે! ફરી તેણે કદી પીઠાનું મોં જોયું નહિ.



લોકો કહે છે કે લડાઈ એ ભયંકર વસ્તુ છે. એથી લાખો માણસો લંગડા થઇ જાય છે, લાખો અનાથ વિધવાઓ આંસુ પાડતી થઇ જાય છે અને લાખો બાળકો માબાપ વિના ભૂખે ટળવળતાં થઈ જાય છે. આ બધું સાચું છે. પણ ભગવાન જાણે છે કે આ દારૂની લતમાં લડાઈ કરતાં યે કેટલાં વધારે માણસો રીબાઇ રીબાઇને કમોતે



મોત                                    દારૂ

આવો! આવો! અમે તમારી જ રાહ જોઈએ છીએ! અમને પણ ભૂખ લાગી છે અને ભક્ષ જોઈએ છે.

આવો! આવો! આ બંગલામાં પધારો, ત્યાં તમને સ્વર્ગનાં સુખ મળશે! પધારો!

મરતા હશે. અનાથો અને અપંગોને, લુલાંલંગડાંઓને, ફાટયાં તૂટયાં ચિંથરેહાલ કપડાંમાં ફરનારાંઓને, શેરીઓમાં અને મહોલ્લાઓમાં ભીખ માગનારાંઓને, છાતીફાટ રૂદન કરતાં સ્ત્રી પુરુષોને—એ બધાંને પૂછો તેઓ કહેશે દારૂના એક જ પ્યાલાએ અમારા આ હાલહવાલ કર્યા છે. એ જોતાં તો લડાઈ સામાન્ય લાગે છે પણ દારૂની કટોરી તો કટાર કરતાં યે વધારે કાતીલ છે. દારૂના પ્રતાપે ઘરો ભાંગે છે, શિયળ લુંટાય છે, ગરીબાઈ ઘર કરે છે, પાપાચાર વધે છે અને ખૂનની સીમા તો રહેતી જ નથી !

દુકાળ પડે છે ત્યારે આપણે કંપી ઊઠીએ છીએ. પણ દારૂ તો લીલો દુકાળ આણે છે. જમીન એ જ ઉખેડી નાખે છે, પૈસો એ જ ખેંચી જાયછે, રોગચાળો એ જ લાવે છે. દુકાળ તો માત્ર હાડચામ ખેંચી લે છે, પણ આ દારૂ તો વરસોવરસ લાખો માણસોનાં સુખી જીવનમાં પૂળો મૂકે છે અને તેમને પૈસેટકે ખુવાર કરી જીવતા મસાણે સુવાડે છે.

કહે છે કે આમાંથી તો રાજ્યને આવક મળે છે! પણ આવક કેવી ? આવક કરાવનારાઓને તો એ ગળી જાય છે. ત્યારે એમ જ કહોને કે દારૂ આવક નથી કરાવતો પણ એ તો લોહીએ ધોઇને પૈસા પડાવે છે! અને એ આવક કોની પાસેથી આવે છે ? દારૂ કાંઈ નવું ધન થોડું જ પેદા કરે છે? એ દારૂની આવકમાં તો પીધેલ ઘણી કમોતે મરણ પામતાં જે લાખો અને કરોડો વિધવાઓ અને અનાથ




તમે જ કહો કોને તાળામાં પૂરવો જોઇએ ?

બાળકો ગરીબાઈની ચક્કીમાં પીસાઈ આખું જીવન દુઃખમાં અને ભૂખમરામાં ગાળે છે તેમનાં જીવનનાં નિસાસા છે. આનું નામ આવક હશે? દારૂની આવક એ લોહીનો પૈસો છે. જે દારૂની આવક ઉપર જીવવા માગે છે એ માણસના લોહીથી પોતાનો ઘોઘરો ભરે છે.



તમારા ગામમાં આવી કોઈએ એક દારૂનું પીઠું નાખ્યું. બેએક દિવસ તો તમે તેના તરફ કુતૂહલથી જોઇ રહ્યા. પછી તમારા જુવાનીઆઓ એ કલાલની સાથે વાતે વળગવા લાગ્યા. એકબે દિવસ એમને મફત દારૂ પાયો. એટલે તો એમને દારૂના રસનો ચટકો લાગ્યો. પછી પૂછવું જ શું? તમે જેમને બત્રીસ લક્ષણા મનાતા હતા તે લુચ્ચા લફંગા થઈ ગયા, તમે જેમને ધરમના દૂત જેવા ગણતા તે હવે શેતાનના ચોપદાર જેવા થઇ ગયા! આનું શું કારણ? જે દિવસે પેલા કલાલે તમારા ગામમાં દારૂના પીઠાના પાયા નાખ્યા તે જ દિવસે તમારી ધનદોલતનાં એણે મૂળિયાં ઉખેડયાં. એટલામાં તો એકાએક તમારો જુવાનજોધ દીકરો ગૂમ થઇ ગયો. બીજે દિવસે ગામની નદીને કાંઠે તમને એનું શબ જડયું; તો બીજી બાજુએ તમારા ઘરની એક અંધારી ઓરડીમાંથી એનું લખેલું એક કાગળિયું મળી આવ્યું. એ કાગળમાં એણે એનું વસિયતનામું લખેલું હતું. આ રહ્યું

એ વસિયતનામુંઃ—

૧ સમાજને, મારી આ ભ્રષ્ટ ચાલચલકત વારસામાં આપી જાઉં છું.

૨ માબાપને, દારૂની પાછળ મેં જે પૈસો ઉડાવ્યો તેનું દેવું વારસામાં સોંપી જાઉં છું.

૩ મારા ભાઈઓ અને બહેનોને, દારૂની દુર્ગંધથી ભરેલા મારા જીવનની યાદગીરી સોંપતો જાઉં છું.

૪ મારી સ્ત્રીને, જિંદગીભર રોવાનું અને મહેનત મજૂરી કરી પેટ ભરવાનું વારસામાં સોંપી જાઉં છું.

૫ અને મારાં સંતાનોને, દારૂડિયા બાપને ઘેર જન્મી હવે તમે તમારું જીવન રખડી રવડીને પૂરું કરજો એટલો સંદેશો વારસામાં આપી જાઉં છું.

પોતાનાં સગાંવહાલાં માટે કેટલો કિંમતી વારસો મૂકીને એ જુવાન જમના દરબારમાં પહોંચી ગયો ! દારૂ ! તારી બલિહારી છે !



તપાસ કરતાં જણાયું છે કે જેલખાનાંઓમાં, ગાંડાની ઇસ્પિતાલોમાં દારૂડિયાની સંખ્યા ઘણી મોટી હોય છે. ત્રણસો માણસની એક જેલમાં તપાસ કરી તો માલમ પડયું કે તેમાંના ૨૮૧ તો પીધેલા છાકટા હતા. એક ફાંસિયો કહેતો હતોઃ "મેં સાતસો જેટલાને ફાંસીએ ચઢાવ્યા છે. પણ તેમાંનો એક પણ પીધેલ ન હતો એમ નથી."



પેલે દિવસે એક સાધુ પુરુષ રસ્તે જતો હતો. એક નાનો લંગડો બાળક દોડતો દોડતો એને પગે પડયો અને કહેવા લાગ્યોઃ " દાદા! તમે અમારે ત્યાં ન આવો? મારા બાપાને પીળી ડગલીવાળા લઈ ગયા છે!" પેલો સાધુ ધીમેથી પૂછે છેઃ "બેટા! એમ તે કાંઈ લઈ જાય? તારે ત્યાં બીજું કોણ છે?" પત્થરને પણ રડાવે એવી કરુણ બોલીમાં બાળક કહે છેઃ "શું કરું મને સમજ પડતી નથી. ઘેરે મારા બે નાના ભાઇ છે ને એક બહેન છે. ઘરમાં કંઇ જ ખાવાનું નથી. અમારી મા આજે જ મરી ગઇ. તેથી મારા બાપાને પકડી ગયા!" સાધુને થોડું સમજાય છે પણ પકડી શા માટે ગયા તે સમજાતું નથી. તેથી ફરી પૂછે છેઃ " પણ તારા બાપાને પકડી શા માટે ગયા? આજે કંઈ થયું હતું?" છોકરાની આંખમાં આંસુ ઊભરાઇ આવ્યાં ને ડૂસકાં ખાતાં ખાતાં તેણે જવાબ આપ્યોઃ "દાદા! હું એટલું જાણું છું કે મારા બાપુ લાલ આંખ કરીને પાછા આવ્યા, મારી મા કંઇક કહેવા ગઇ એટલે તેના તરફ ધસી ગયા, એકબે લાત મારી એટલે મારી મા મરી ગઈ! હું તો આ છાપાં વેચું છું અને બેચાર પૈસા લાવું છું. પેલો જડજ કહેતો હતો કે મારા બાપુને તો એ લોકો કાલે સોંપશે. અને તે પણ શૂળી કહે છે તેના પર ચઢાવ્યા પછી. તમે ચાલોને?" સાધુ છોકરાની પાછળ પાછળ જાય છે. પેલા ખૂનીની પાસે જઈ ધર્મનાં બે વાકય સંભળાવે છે. તેને કહે છેઃ "ભાઇ, ભગવાને શલ્યાની અહલ્યા



પૈસા આપ, નહિ તો જીવ લઉં! પૈસા લઉં અને જીવ પણ લઉં!!

તમે કોઇ પણ દારૂડિયાના ઘરમાં જાઓ અને જુઓ કે તે જીવતો છતાં મરેલો છે કે નહિ? લુંટારો તો તમારી પાસે જે હોય તે જ લઇને તમને છોડે છે પણ દારૂ તો તમને પૈસેથી પાયમાલ કરે છે અને છેવટે તમારો જીવ પણ લે છે.

કરી, ગણિકાને તારી, ગીધને તાર્યો, અને કાદવમાં દટાઈ ગયેલા હાથીને પણ તાર્યો, તેનું સ્મરણ કર. એ જ નિર્બળનો બેલી છે." પેલો ખૂની એકાએક ગળગળો થઈ જાય છે અને કહે છેઃ "બાપજી! કાયદાનો શો ગુનો ? મારાં નબાપાં બાળકોનું હવે શું થશે ? નખ્ખોદ જજો આ દારૂનું. દારૂના નશામાં મારાથી એવું કામ થઇ ગયું. ભગવાન સૌને સદ્‌બુદ્ધિ આપો કે કોઇ દારૂનાં પીઠાં માંડે નહિ." આ પછી સાધુ બાળકો પાસે આવે છે. થોડા વખત પછી સાધુએ ઘર તરફ જવા માંડયું ત્યાં તો પાછળથી એક દોડતી ગાડી આવી. ગાડી આવીને આંગણામાં ઊભી રહી. જઇને જુએ છે તો એમાં પેલા જ ખૂનીનું મુડદું હતું. સાધુએ પોતે એ મુડદાંને ઉતારી લીધું. પેલાં છોકરાંઓ આવી પહોંચ્યાં. તેઓ તો બેબાકળા જેવાં તેમનાં બાપના મુડદાં તરફ જોઇ જ રહ્યાં. પેલો લંગડો બાળક તો કારમી ચીસ પાડી ઊઠયો અને બીજાં છોકરાં પણ ગભરાઇ ગયાં ને રડવા મંડયાં. આ દેખાવ જોઇ પેલા સાધુ પુરુષને ખૂબ લાગી આવ્યું અને દારૂ અજ્ઞાન ગરીબ માણસનાં જીવનનું કેમ સત્યાનાશ વ... છે તે તેને સમજાઇ ગયું. તેની આંખ ઊંઘડી ગઈ. મુ આગળ લળી પડીને, બળતા હૃદયે, કરુણાનિધાન ઇશ્વ સાક્ષી રાખીને સાધુએ ત્યાંને ત્યાં જ પ્રતિજ્ઞા લીધીઃ "ર દારૂને જડમૂળથી કાઢવા માટે મારી કાયા ઘસી નાખીઃ જીવન નીચોવી નાખીશ. ફાવે તે જોખમો આવે પણ બાળકોને નબાપાં થતાં અટકાવીશ, સ્ત્રીઓને વિધવા ?